# પ્રકાશકનું નિવેદન

ગુજરાતમાં આદિવાસી વસ્તી ઘણા મોટા પ્રમાણમાં છે; છતાં તેમનો પરિચય કરાવે એવું પણ સાહિત્ય આજ સુધી પ્રસિદ્ધ થતું નહોતું. ગૂજરાત વિદ્યાપીઠે ઑક્ટોબર ૧૯૫૫માં 'પંચમહાલના આદિવાસીઓ' એ પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું. ૧૯૬૨માં આદિવાસી સંશોધન અને તાલીમ કેન્દ્રની અહીં સ્થાપના થઈ તે પછી આવું સાહિત્ય અહીં ક્રમે ક્રમે પ્રસિદ્ધ થતું રહ્યું છે. તેમાંય આદિવાસીઓની બોલી વિશે તો આપણે ત્યાં કશું જ સાહિત્ય હતું નહિ. આ વિષય મહત્ત્વનો છે. પરંતુ તે માટે તજ્જ્ઞતા જરૂરી છે. ભાઈ શાંતિભાઈ આચાર્ય ભાષાવિજ્ઞાનના સારા અભ્યાસી છે, અને ગુજરાતની બોલીઓ વિશે એમને ખાસ રસ છે. 'ભીલી-ગુજરાતી શબ્દાવલિ,' અને 'ગુજરાતી-ભીલી વાતચીત' એ બે પુસ્તકો પ્રસિદ્ધ કરીને એમણે એ વિષયમાં પ્રવેશ કરાવ્યો છે. 'કચ્છી શબ્દાવલિ' એ પણ એમના એ વિષય વિશેની સૂઝ પ્રગટ કરે છે.

આ પુસ્તકના પ્રકાશનથી દક્ષિણ ગુજરાતની એક મહત્ત્વની આદિવાસી જાતિ—ચોધરી—ની બોલી અને તે દ્વારા થતો એમના સમાજનો તેમ જ સંસ્કારિતાનો પરિચય આપણે માટે મહત્ત્વનો છે. આ વિષયમાં રસ ધરાવનાર અભ્યાસીઓને આ પુસ્તક ઉપયોગી થશે એવી અમને શ્રદ્ધા છે.

ભારત સરકારના શિક્ષણસલાહકાર શ્રી જે. પી. નાયક આદિવાસી સંશોધન અને તાલીમ કેન્દ્રની મુલાકાતે આવ્યા ત્યારે બોલીઓ અંગે અહીં થતાં સંશોધન-કાર્યનો તેમને પરિચય આપ્યો હતો. તે જોઈને આ કામને પ્રોત્સાહન મળે અને સુવિધા થાય એ હેતુથી તેમણે આર્થિક સહાય મેળવી આપવાની તત્પરતા બતાવી હતી. તેમની ભલામણથી એન. સી. ઈ. આર. ટી.ના ડિપાર્ટમેન્ટ ઑફ એડલ્ટ એજ્યુકેશનના ટ્રાઈબલ એજ્યુકેશન યુનિટે અમારા કેન્દ્રને આદિવાસી બોલીઓના સંશોધન-અભ્યાસ માટે તથા પ્રકાશન માટે જરૂરી ગ્રાન્ટ આપી હતી. આ બોલીના સંશોધન તથા પ્રકાશન અંગેનું ખર્ચ આ ગ્રાન્ટમાંથી મળ્યું છે, તેની અત્રે સાભાર નોંધ લઈએ છીએ.

આદિવાસી પ્રજાની નજીક જવામાં ગુજરાતની પ્રજાને આ પુસ્તક ઉપયોગી થશે એવી આશા છે.

૨–૭–'૬૯ રામલાલ પરીખ

# આભાર

મારી અન્ય પુસ્તિકાઓની જેમ આ પુસ્તિકા પણ અનેક મિત્રોના સહકારનું ફળ ગણાવી શકાય. ચોધરીભાષાના ભાષક-વિશેષ (informant) તરીકે આમાં શ્રી માનસિંહ ચોધરીએ સેવાઓ આપી છે. સામગ્રીની ચકાસણી અને ફેર-ચકાસણીમાં વાલોડ-વેડછી વિસ્તારમાંથી વનસ્થલી સંસ્થાના કાર્યકરો અને વિદ્યાર્થીઓનો સહકાર મળ્યો છે, અને માંડવી વિસ્તારમાંથી 'બાપુ આશ્રમ, ધંટોલી'-ના કાર્યકરો-વિદ્યાર્થીઓનો. આ ઉપરાંત વિદ્યાપીઠનાં ચોધરી વિદ્યાર્થી ભાઈ-બહેનો પણ જરૂર પડયે ઉપયોગી થયાં છે. વ્યક્તિગત રીતે વેડછીના શ્રી કાનજીભાઈ તથા દિનેશ ચોધરી અને નળધરાના શ્રી અમરસીભાઈ ચોધરી પણ આ કામમાં ખૂબ ઉપયોગી થયા છે.

શબ્દાવલિમાં આપેલા અંગ્રેજી શબ્દોની ચકાસણી અર્થે શ્રી મોહનભાઈ પટેલ તથા શ્રી વિમલભાઈ શાહે દિવસો સુધી આ અંગેની બેઠકોમાં સાથે બેસીને મને સહાય કરી છે. ભાઈશ્રી શેખ એમ. કમરે શબ્દાવલિમાં ચિત્રો દોરીને તથા શ્રી હકુ શાહે મુખપૃષ્ઠની સજાવટ વડે કૃતિને શોભાવી છે. આમ આ પુસ્તિકા અનેક વડીલો, મિત્રો, શુભેચ્છકોના સહકારના પરિણામ જેવી છે. આ સહુ તરફ આ સ્થળે હું આભારની લાગણી વ્યક્ત કરું છું.

—શાન્તિભાઈ આચાર્ય

# ઉપયોગમાં લીધેલા કોશોની સૂચિ

1. Nepali Dictionary
   Com. by Sir Ralph Lilley Turner, London (1931)
2. Shorter Oxford English Dictionary—Revised and edited by C. T. Onions, Vol. 1 and 11 (third edition) London (1959)
3. An Etymological Gujarati—English Dictionary
   by Balsare Malhar Bhikhaji, Ahmedabad (1927)
4. The Modern Gujarati—English Dictionary (in two volumes) by Mehta B. N. and Mehta B. B., Baroda (1925)
5. સાર્થ ગૂજરાતી જોડણી કોશ (પાંચમી આવૃત્તિ)
   ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ (૧૯૬૭)
6. गूजराती–हिन्दी कोश
   गूजरात विद्यापीठ, अमदावाद (१९६१)

## સંકેત સંદર્ભ

રોમન વર્ણોની નીચે મૂકેલું ટપકું તે તે વર્ણના મૂર્ધન્ય ઉચ્ચારણને સૂચવે છે. ઉ. ત. ṭ=ટ, ḍ=ડ વગેરે.

| | | | |
|---|---|---|---|
| પુ. | પુંલ્લિંગ | તુચ્છ. | તુચ્છકારવાચક |
| સ્ત્રી. | સ્ત્રીલિંગ | ā | આ |
| ન. | નપુંસકલિંગ | ṅ | ઙ |
| ક્રિ. | ક્રિયાપદ | n̄ | ઞ |
| વિ. | વિશેષણ | ṇ | ણ |
| અ. | અવ્યય | N | . અનુસ્વાર |
| સર્વ | સર્વનામ | x | સ઼ |
| (બ. વ.) | બહુવચન | contem. | contemptuous |
| ળ | dark l | | |

## ૧. ચોધરી આદિવાસીઓ :

ભારતમાં ચોધરી આદિવાસીઓની વસતિ માત્ર ગુજરાત રાજ્યમાં જ છે. ગુજરાત રાજ્યના સુરત જિલ્લાના મુખ્યત્વે જંગલવિસ્તારો અને ઉજ-ળિયાત વસતિથી દૂર છે તેવા વિસ્તારોમાં આ પ્રજા આજે વસેલી છે. ૧૯૬૧ ની વસતિગણતરી પ્રમાણે ગુજરાત રાજ્યની ચોધરીઓની કુલ વસતિ ૧,૪૩,૫૭૬ની છે. આમાંથી ૧,૪૧,૫૦૭ની સંખ્યા[1] તો એકલા સુરત જિલ્લાની થાય છે. આ જાતિની વસતિની સંખ્યામાં બીજે નંબર આવે છે ભરૂચ જિલ્લો. ભરૂચમાં કુલ ૧૮૬૫ ચોધરી આદિવાસી માણસોની વસતિ છે. આ બન્ને જિલ્લા સિવાય ગુજરાતના બાકીના જિલ્લાઓમાં આ જાતિની વસતિ નગણ્ય છે. આમ હોવાથી મુખ્યત્વે તો સુરત જિલ્લામાં જ આ પ્રજાનો વસવાટ છે એમ કહી શકાય.

## ચોધરા – ચૌધરી – ચોધરી :

ગુજરાતની આ આદિવાસી પ્રજાના ઉલ્લેખો ઘણાં ખરાં ઉપલબ્ધ લખા-ણોમાં "ચોધરા"[2] તરીકેના મળે છે. ૧૯૬૬માં બહાર પડેલું "ગુજરાતના આદિવાસીઓ"[3] પુસ્તક આ પ્રજા માટે "ચૌધરી" શબ્દપ્રયોગ કરે છે. અમે આ પ્રજા માટે આ બન્ને ને બદલે "ચોધરી" શબ્દ પ્રયોજવાનું યોગ્ય માન્યું છે; આ માટેનાં કેટલાંક કારણો આ પ્રમાણે છે.

---

૧. "ગુજરાતના આદિવાસીઓ" વિમલ શાહ (૧૯૬૬) મા જૂઓ જિલ્લાવાર ચોધરીની વસતિ દર્શાવતો નકશો.

૨. જુઓ અ. Gazetteer of India, Gujarat State, Surat District (Revised) second edition (1962) P. 278.

બ. Religious Thought and Worship among the Chodhras of Gujarat by B. H. Mehta (1934).

ક. Tribes and Castes of Bombay (1920) by R. E. Enthoven, Vol. I, P. 289.

૩. એજન પૃ. ૨૯.

૧. આજે પોતાની જાતિ માટે "ચોધરા" શબ્દનો વાપર ભણેલા નથી તેવાં લોકોમાં જ મર્યાદિત થતો જતો હોય તેવું સામાન્ય વલણ જણાય છે.

૨. ભણેલો વર્ગ પોતાની જાતિને "ચોધરા" કહેવામાં આવે ત્યારે આથી કંઈક હિણપતભર્યું લાગતું હોય તેવું અનુભવતો હોવાનું, ક્ષેત્ર પરની આવા વર્ગ સાથેની વાતચીતમાં, જણાયું છે.

૩. વેડછીના રહીશ અને ચોધરીઓના તે વિસ્તારના આગેવાન શ્રી કાનજીભાઈ ચોધરી જણાવે છે કે "ચોધરા" માંથી "ચોધરી" શબ્દ તેમણે પોતે અને અન્ય આગેવાનોએ પ્રચલિત કર્યો છે.[૪] "ચોધરા" શબ્દ ન વાપરવાનો ભાવણો દ્વારા આદેશ પણ આપવામાં આવ્યો છે. આથી ધીમે ધીમે "ચોધરી" શબ્દ બધે જ વપરાવો શરૂ થઈ ગયો છે.

૪. "ચૌધરી" તરીકે આ શબ્દ ચોધરીઓમાં ઉચ્ચારાતો નથી. ચોધરી ભાષકોમાં "ચોધરી" અને "ચૌધરી" એવાં ઉચ્ચારણો આ શબ્દ માટે પ્રચલિત છે. આમ હોઈ, લેખનની સુવિધા માટે, અહીં બન્નેમાંથી "ચોધરી" શબ્દ લખવાનું યોગ્ય ગણ્યું છે.

આમ, પૂર્વનાં લખાણોમાંથી મળતા "ચોધરા" શબ્દ અને "ચૌધરી" શબ્દ એ બન્નેને બદલે ઉપરનાં કારણોસર અહીં "ચોધરી" શબ્દ સ્વીકારીને આ લખાણમાં તે જ શબ્દ પ્રયોજવામાં આવ્યો છે.

## ચોધરીઓનું વતન ?

આ પ્રજા ગુજરાતની જ વતની છે કે કોઈ બીજા પ્રદેશમાંથી સ્થળાંતર કરીને અહીં વસી છે તે જાણવા માટે આપણી પાસે કોઈ માહિતી ઉપલબ્ધ નથી. આ પ્રજાના સુરત જિલ્લામાંના સ્થળાંતર વિષે જે કિંવદંતી ચાલે છે તે નીચે પ્રમાણે છે.

ઈ. સ. ૧૪૮૪ માં[૫] મહમ્મુદ બેગડાએ જ્યારે પાવાગઢ જીતી લીધું ત્યારે ત્યાંના રજપૂતોએ ટોળીઓમાં વહેંચાઈ જઈને ત્યાંથી સ્થળાંતર કર્યું. આવી એકાદ ટોળીના કેટલાક રજપૂતો નર્મદા નદી ઓળંગીને આવેલા. આવા રજપૂતોમાંથી એક ગોકુળ નામનો રજપૂત સુરત જિલ્લાના મઢુવા

૪. તા. ૨૮–૮–૬૭ ના રોજ વેડછી મુકામે લીધેલી મુલાકાત વખતની વાતચીત પરથી.

૫. A History of Gujarat by M. S. Commissariat Vol. I, (1938) P. 187.

તાલુકાના "નલધરા" નામના ગામે પહોંચી, ત્યાં સ્થિર થયો. આ રજપૂત અહીં ઘોડાપર આવેલો. પોતાના આ ઘોડાને સાચવવા તેણે ચૌધરી સ્ત્રીને કામે રાખી. વખત જતાં તેની સાથે લગ્ન કર્યું અને તેમાંથી ચૌધરીઓનો ફેલાવો થયો.[૧]

આ કિંવદંતીને ધ્યાનમાં લઈએ તો પણ આ પ્રજાના મૂળ સ્થાન વિષે કંઈ આગાહી કરી શકાતી નથી. અહીં તો રજપૂતે ચોધરણ સાથે લગ્ન કર્યું તેમ કથા છે. એ તો સ્પષ્ટ જ છે કે જેમની સાથે લગ્ન કર્યું તે ચોધરણ (એટલે ચોધરીઓની વસતિ પણ ખરી ને?) તો અહીંની હતી. આમ આ કિંવદંતી તો આ પ્રજાને મૂળ અહીંની રહેવાસી ઠરાવે છે.

બીજી તરફ તટસ્થ નિરીક્ષકને આ પ્રજાનો ગુજરાતની બિન આદિવાસી પ્રજા સાથેનો સાંસ્કૃતિક પાસાંઓમાં વરતાતો ભેદ ઊડીને આંખે વળગે તેવો લાગશે. ખાસ કરીને તેમની બોલી અને રીતરિવાજો આ વાતની પ્રતીતિ કરાવશે. આ પ્રકારના ભેદને માત્ર "બે પ્રજાઓ વચ્ચેના સંપર્કના અભાવ" તરીકે જ ઘટાવી શકાશે? અન્ય કશાં જ કારણો નહીં હોય?

આમ આ પ્રજાના વતન વિષે આપણે ચોક્કસપણે કંઈ પણ કહી શકીએ તેવી સ્થિતિમાં નથી.

આ પ્રજાની સંસ્કૃતિને લગતાં (ભાષાકીય સમેત) પાસાંઓના વિવિધ તટસ્થ અભ્યાસલેખો પ્રાપ્ત થાય ત્યારે જ આ અંગે પ્રકાશ પડી શકે.

આ પ્રકારના તૈયાર થયેલા અભ્યાસલેખોની, બિનઆદિવાસી પરંતુ ચોધરી કે ચૌધરી અટકધારી જાતિઓનાં તેવાં જ સાંસ્કૃતિક પાસાંઓ સાથેની સરખામણી પણ સંભવતઃ આના ઉકેલમાં કોઈક વાર સહાયભૂત થઈ શકે ખરી.

## ચોધરીમાં સામાજિક વર્તુળો :

આ જાતિમાં નીચેના કેટલાક વિભાગો સામાન્ય રીતે જોવા મળે છે.

૧. નાના ચોધરી
૩. વલવાઈ કે વલાવડા
૨. મોટા ચોધરી
૪. બોંડા

આમાંથી છેલ્લા એટલે કે બોંડાની વસતિ વિશેષે કરીને માંડવી તાલુકામાં હોવાનું જણાયું છે. આ સિવાયના પણ ભરુંટિયા, ટાકરિયા અને કહબીડિયા જેવા ભેદો હોવાનું જાણવા મળે છે. જો કે આ વર્ણેના વસવાટ

૧. અમરસીભાઈ ચોધરી (નલધરા) સાથેની તા. ૨૫-૮-૬૭ના રોજ થયેલી વાતચીત પરથી.

વિસ્તારો અંગે અમે હજી ભાળ મેળવી નથી. બાકીના પ્રથમ ત્રણે વિભાગના ચોધરીઓની વસતી મોટા ભાગે સાર્વત્રિક છે. ચોધરીઓમાં આવાં વર્તુળો કેમ પડયાં તેની કેટલીક લોકોક્તિઓ પ્રચલિત હોવાનું જણાયું છે. નાના ચોધરી અને મોટા ચોધરીના ભેદ કેમ થયા તે અંગેની નીચેની લોકોક્તિ પ્રજામાં સાર્વત્રિક પ્રચલિત હોવાનું આ પ્રજાના વસવાટવાળા વિભિન્ન વિસ્તારોના ક્ષેત્રકાર્ય દરમ્યાન જાણી શકાયું છે.

શરૂઆતમાં ચોધરીઓમાં કોઈ ભેદો ન હતા. આ વખતે એક ગામમાં બે ભાઈઓ સાથે રહેતા હતા. એક દિવસ તેઓના ઘરમાં પાડો મરી ગયો. બન્ને ભાઈઓ પાડાના મડદાને, નિકાલ માટે યોગ્ય સ્થળે લઈ ગયા. નિકાલ કર્યા બાદ ઘેર પાછા આવીને બન્નેમાં જે નાનો હતો તેણે સ્નાન કર્યું, જ્યારે મોટાએ માત્ર પાણીની છાંટ લઈ લીધી. આથી આ બન્ને ભાઈઓમાં ભેદ પડયા. જેણે સ્નાન કર્યું તે "ચોખો" કહેવાયો અને માત્ર છાંટ લીધી તે "સાંટાલો" (ગુજરાતી "છ" નું ઉચ્ચારણ ચોધરીમાં "સ" થતું હોય છે.) કહેવાયો. આ બન્નેની પ્રજા તે અનુક્રમે ચોખા ચોધરી અને સાંટાલા ચોધરી કહેવાઈ. અર્થાત્ ચોખા ચોધરી તે નાના ચોધરી અને સાંટાલા તે મોટા ચોધરી એમ આમાંથી ફલિત થાય.

આંતરિક ભેદોને સમજાવવા માટે પ્રજાએ આવા ટુચકાઓ વહેતા રાખ્યા હોય છે. પ્રત્યેક ભેદ માટે આ પ્રકારની સમજૂતી પ્રચલિત હોવાનો સંભવ છે. આવા ટુચકાઓમાં ઐતિહાસિક તથ્ય હોય કે ન હોય પરંતુ તેમાંથી કોઈક વાર તેવાં તથ્યો તરફ જવાની પગદંડી મળી જતી હોય છે. આ પ્રકારની સામગ્રી આ પ્રજા પાસે વેરવિખેર પડી છે.

## સાંસ્કૃતિક ભેદ:

સાંસ્કૃતિક ભિન્ન વારસાવાળી બે પ્રજાઓ જ્યારે એકમેકના સંસર્ગમાં આવે છે ત્યારે બન્નેના શુભાશયો હોવા છતાં માત્ર પેલો સંસ્કારવારસો એકમેકને સમજવામાં ઘણી વાર અવરોધક બળ બની રહેતો હોય છે. આ નિવારવામાં પ્રજાઓનાં સાંસ્કૃતિક પાસાંઓના તટસ્થ અહેવાલો ઉપયોગી થતા હોય છે. આવા અહેવાલોથી આ પ્રકારની ભિન્ન વારસાવાળી પ્રજાઓને એકમેકને સમજવામાં સરળતા થાય છે. જીવનનાં અનેકવિધ પાસાંઓના વિભિન્ન અભ્યાસ પરથી એક સમગ્ર ચિત્ર ઊભું કરી શકાય છે. ચોધરી પ્રજા વિષે પણ આ રીતે જુદા જુદા અભ્યાસ લેખો થશે ત્યારે એ પ્રજાને સમજવામાં સરળતા થશે. "આ પ્રજા તો જંગલી છે."

"ચોધરીઓ તો દારૂ પીને નાચ્યા કરતા હોય છે, તેમના જીવનમાં બીજું શું બળ્યું છે?" "એ લોકો તો મરઘાં-બતકાં વધેરે, ભગત-ભૂવા કરે, ડાકણો કાઢે, આમ માત્ર વહેમથી ભરેલી પ્રજા છે." "એમનામાં તો ગમે તે છોકરા-છોકરી ગમે તેવો વહેવાર રાખી શકે, એને વળી પરણવાનું શું?" "એનાં ગીતો? જંગલી ભાષામાં ગીતો કેવાં હોય?" "એમનું વાજિંત્ર તે ડોબરું, એ તો ફોડી નાંખવું જોઈએ ફોડી. એ તો નરી બ્રષ્ટતા ફેલાવે છે." આ અને આવાં બીજાં અનેક વિધાનો આ પ્રજાથી અપરિચિત છે તેવા લોકો પાસેથી જ સાંભળવા મળે છે તેવું નથી. આ પ્રજામાં વર્ષો સુધી કાર્ય કરનારાઓ પાસેથી અને ખુદ સુધારકવૃત્તિ ધરાવતા આદિવાસીઓ પાસેથી પણ આ પ્રકારનાં વિધાનો સાંભળવા મળતાં હોય છે. આમાં આશ્ચર્ય નથી. પોતાનો સંસ્કારવારસો તે ઉત્તમ, અન્યનું આ પ્રકારનું જે કંઈ છે તે તો પ્રસ્તુત માપદંડના આધારે જ "સારું-નરસું" ઠરવું હોય છે. અને આમ હોવાથી કેટલીક વાર આ પ્રજાની હિતચિંતા હૈયે વસેલી હોવા છતાં ધાર્યાં પરિણામો કરતાં ઊલટું બનતું હોવાથી સન્નિષ્ઠ કાર્યકરોમાં પણ એક પ્રકારની ખિન્નતા પેદા થયેલી જોવા મળતી હોય છે. સંભવ છે કે પ્રજાના જીવનના અભ્યાસ અહેવાલો નજર સામે હોય તો "સ્વ" ના માર્ગ ઉપરાંત "પર" નો પણ આ દિશામાં માર્ગ હોઈ શકે તેની શાખ મળી રહે. આટલી શાખ મળે તો ક્યારેક તે તરફ જવાની વૃત્તિ થવી પણ અસંભવિત નથી. અને આમ થાય તો ઉપર જોયાં તેવાં વિધાનોમાંની નફરત અને કુતૂહલ જેવા ભાવોમાંથી નીકળીને પ્રજાનું જીવન અને તેનો સંસ્કારવારસો જોવા તરફ આંખ કેળવાય ખરી.

## ૨. શબ્દાવલિમાં ચોધરી જીવન:

અહીં આપેલી "ચોધરી શબ્દાવલિ"માંથી આ પ્રજાની ભાષાના શબ્દો જાણવા ઉપરાંત આ શબ્દો પોતે જ પ્રજાને કેવી આપણી સામે મૂકી આપે છે તે જોવું રસપ્રદ થશે. સંભવ છે કે આ રીતે ઊઠતું આ પ્રજાનું ચિત્ર તેમને સમજવામાં મદદરૂપ થઈ પડે. તેમની આખી ભાષાની તપાસમાં-થી જ્યારે આવું ચિત્ર ઊભું કરી શકાય ત્યારે એ વિશેષ સ્પષ્ટપણે તરી આવે. અહીં તો માત્ર શબ્દભંડોળમાંથી કેટલાક પ્રશ્નો પેદા થાય છે તે વડે જ ચિત્ર દોર્યું છે. સ્વાભાવિક રીતે જ તેમાં પીંછીનો કસબ વિશેષ છે, રંગ અને રેખાઓ એ બન્નેના કરતાં. આ આદિવાસી પ્રજા કુદરતને ખોળે જીવે છે. તેની ચોમેર જંગલ પથરાયેલું છે. આમ હોવાથી સ્વાભાવિક રીતે જ

જંગલ તેમના જીવનમાં તાણાવાણા જેવું વણાયેલું છે. તેમની આ સૃષ્ટિમાં વૃક્ષો, વેલીઓ, વનરાઈઓ, પર્વતો, કંદરાઓ, ઝરણાંઓ, પશુઓ, પક્ષીઓ, ઇત્યાદિ વીંટળાયેલાં હોઈ, બિનઆદિવાસી પ્રજાના રોજિંદા જીવન કરતાં તેમનું જીવન જુદુ પડી જતું જણાતું હોય છે. સમગ્ર પ્રજાના જીવનમાં જંગલનો જે વ્યાપ છે તે વાતને આ શબ્દાવલિ છતી કરે છે.

કોઈપણ પ્રજાની પહેલી જરૂરિયાત તે ખોરાક. જેમની પાસે જમીન છે તેણે ખેતી કરીને પેટિયું પૂરું કરી લેવાનું તો આ પ્રજા માટે પણ ખરું જ છે. પરંતુ ભૂમિહીન અને ભૂમિવાળા એ બન્નેના નસીબમાં વનરાજીનો ફાળો છે. તેમના ખોરાકમાં કેટલી બધી ભાજી છે! ચોધરીનો કોઈ વાડો "ખારોભાજ્યૉ" વગરનો તો હોય જ કેમ? આ પ્રિય ભાજી એ તો મહેનત લઈને ઉછેરેલી. પરંતુ તે સિવાય વનરાજીમાંથી મેળવેલી ભાજીની વિવિધતા પણ વિપુલ છે. આ પ્રકારની વનરાજી ખાવાના ઉપયોગમાં લઈ શકાય, ફૂલોનાં શાક બનાવી શકાય, એ બધી બીનાને બિન આદિવાસી પ્રજા બહુધા આશ્ચર્યના ભાવે નિહાળે છે. આ પ્રજાની કેટલીક ભાજી આ રહી.

આમ્નાણ્યૉ ભાજ્યૉ.

આમલીનાં ફૂલ અને કૂંપળોની બનાવેલી ભાજી.

કટીનાણ્યૉ ભાજ્યૉ.

કંટોલાનાં પાનની બનાવેલી ભાજી.

કચ્લાણ્યૉ ભાજ્યૉ.

કોળાના વેલાના કુમળા ભાગમાંથી બનાવેલી ભાજી.

ખારો ઘોલ.

લૂણીની ભાજી.

ખારો ભાજ્યૉ.

ચોધરીઓની અત્યંત પ્રિય તે "ખારી ભાજી."

ચૂચણ્યૉ ભાજ્યૉ.

ચૂચણ્યૉ નામની વનરાજીની ભાજી.

ટેરાણ્યૉ ભાજ્યૉ.

ટેરાનાં પાનની ભાજી.

દેવસીરાણ્યૉ ભાજ્યૉ.

આ નામના છોડની ભાજી.

લેંબડાણ્યૉ ભાજ્યૉ.

આ નામના વેલાની ભાજી.

વસાનાણ્ઁા ભાજ્નૅ.

વસંતવેલની ભાજી.

સૂરવારાણ્ઁા ભાજ્નૅ.

આ વેલાનાં પાનની ભાજી

સેકગલાણ્ઁા ભાજ્નૅ.

આ વૃક્ષનાં પાનની ભાજી.

વળી "ગાગદૅા" અને "માણ્ઁસેકટૅા" આ બન્ને વૃક્ષનાં ફૂલ પણ રાંધીને ખવાય છે.

આ સિવાયની તો કંઈ કેટલીયે વનરાજીની ભાજી અને કેટલાંયે ફૂલોનાં શાક આ પ્રજાના ખોરાકમાં વણાયેલાં છે.

આ ઉપરાંત જંગલનાં અનેક પશુપક્ષીઓ અને નદી–કોતરડાંઓનાં માછલાં–કરચલાઓ પણ આ પ્રજાની ખાદ્ય સામગ્રી જ છે, તે વાત પણ, આ શબ્દસૃષ્ટિ દ્વારા જાણવા મળે છે. આમ ન હોય તો "ડોરસીણ્ઁા" નામનું પક્ષી મારવાનું તીર, "ટાર્યૉા" નામે પક્ષીઓ પકડવાનું સાધન, "મૂસૅા" નામનાં માછલીઓ પકડવાનાં જુદાં જુદાં કદ–માપનાં પીંજરાંઓ અને આના જેવા બીજા ઘણા શબ્દો આખા સમાજમાં સાર્વત્રિક પ્રચલિત શાને હોય?

ખાનપાન ઉપરાંત આ પ્રજાનાં અન્ય–આર્થિક, ધાર્મિક અને સાંસ્કૃતિક,–પાસાંઓમાં પણ આ સૃષ્ટિ કેવી સજીવ છે! પોતાના સામાન્ય વપરાશની અને ઘણીખરી એની અંગેની નાની મોટી ચીજવસ્તુઓ પણ આ પ્રજા પોતાની આજુબાજુના જંગલની પેદાશમાંથી સરજી લે છે.

એની, ગોળામાંથી પાણી લેવાની "ડોબ્ડી" કે "ડોબ્ડૅા" એ સીધું ડોવડાના વેલાનું ફળ જ. આ ફળ સુકાય ત્યારે તેમાં આગળ પાછળ કાણું પાડીને તેણે પોતાની જરૂરિયાત અર્થે તેનો મજાનો ઉપયોગ કરી લીધો છે. આવાં જ છે તેનાં "ચાલ્લા–ચાલ્લી" (નાના મોટા ચાળણાઓ). નરી વાંસની બનાવટ. "ધડગડૅા" ને એક આવું જ બીજું રાચ ગણાવી શકાય. વરસાદ વખતે આ પ્રજા આનો ઉપયોગ વરસાદથી બચવામાં કરે છે.

કોઈ કોઈ વિસ્તારમાં તો ગાડાંની ધરી અને પૈડાંને અટકાવી રાખતો ખીલો એ બન્ને પણ લાકડાનાં જ. તાડના કે તેવા બીજા કોઈ વૃક્ષના વિશાળ થડને કોરીને મૂકી દીધું એટલે થઈ ગયો "કોચટો". આ જ તે તેમનાં ઢોર માટેનો હવાડો.

આ નાની સરખી શબ્દાવલિમાં ય કેટલાં બધાં ઝાડપાન છે! સવાસોની સંખ્યા તો સહેજે હશે. આર્થિક જીવન ઉપરાંત પ્રજા જીવનનાં

અન્ય પાસાંઓ પણ આથી અલિપ્ત તો શાનાં રહે? અનેક મૂળિયાંઓ, પાંદડાંઓ, ફૂલો, ફળો, ઇત્યાદિનો ઓસડિયાંઓ તરીકેનો ઉપયોગ પણ જરૂર પ્રચલિત હોવો જ જોઈએ. આ શબ્દાવલિમાંના "કાચરો", "બૂરો કોવસે", "જાડુગકશિલ", "તુવારવેનો", "ભાજ્ડો", ઇત્યાદિ શબ્દો આ વાતની પ્રતીતિ કરાવે છે.

આ ઉપરાંત આ પ્રજાના સામાજિક રીતરિવાજોમાં પણ વનરાજી વણાયેલી છે. પરણ અને મરણ જેવા બધા જ પ્રસંગોએ એક યા બીજા પ્રકારે કોઈ ને કોઈ વનરાજીનું મહત્ત્વ સ્વીકૃત હોવાનું જાણવા મળે છે.[૭] આનાં કેટલાંક ઉદાહરણો નીચે મુજબ છે.

લગ્ન:

૧. લગ્નના માંડવાની થાંભલીઓ કાકડાના ઝાડની હોય તો સારું. જો બધી જ થાંભલીઓ આ ઝાડની શક્ય ન હોય તો છેવટે એક મુહૂર્તની થાંભલી તો કાકડાની જ હોવી જોઈએ.
૨. માંડવા ઉપર જામણ અથવા જાંબુડાના ઝાડની ડાળીઓ નાંખવી જોઈએ.
૩. રાંડેલી સ્ત્રી જ્યારે ફરી પરણીને સાસરે સિધાવે ત્યારે કોડિયાંની હાર આકડાને ચડાવવી જોઈએ.
૪. અને છાંડેલી જો ફરી પરણીને સાસરે જાય તો કોડિયાંની એક હાર બોરડીએ બાંધવી પડે છે.

મૃત્યુ:

૧. નનામી ડાંગરનાં મૂળિયાંમાંથી બાંધવામાં આવે છે.
૨. મડદાને ખાખરાનું દાતણ કરાવવામાં આવે છે.
૩. દહાડાના દિવસે મડદું બાળ્યું હોય ત્યાં, ક્રિયામાં, કાકડાની અને સાગની બે બે મળીને ચાર થાંભલીઓ રોપે છે.

આમ આ પ્રકારના સામાજિક રિવાજોમાં અમુક પ્રસંગે અમુક જ એમ નિયત વનરાજીનું મહત્ત્વ જણાય છે.

આ ઉપરાંત અમુક વૃક્ષોની ઉપર કે નીચે અમુક દેવ કે ભૂતનો વાસ કલ્પેલો હોય છે.

૭. શ્રી. નગીનભાઈ ચોધરી (કણઝોડ) તથા શ્રી રામસિંહભાઈ ચોધરી, (મોરીઠા : માંડવી તાલુકો) સાથેની તા. ૧૮–૯–૬૭ના રોજની વાતચીત પરથી.

**અલંકાર :**

રીતરિવાજો ઉપરાંત અલંકારોમાં પણ આની અસર જોવા મળે છે ખરી. ઘાસમાંથી બનાવેલી "ગણ્ડી" એ સુવર્ણની કંઠી જેવી જ બારીક ગૂંથેલી હોય છે. હોળી પર બહાર નીકળી પડતા ઘેરૈયા "ગોટી" નાં ફૂલોને કાનમાં ખોસીને ખેલતા–કૂદતા જતા હોય છે.

આમ આ પ્રજાના આખા જીવનમાંથી જંગલ ડોકાયા કરે છે. અહીં તો શબ્દોને આધારે જ એક ઝાંખી કરાઈ છે. તેમ છતાં આટલી નાની શબ્દ-સામગ્રી પરથી આ પ્રજા અને જંગલની એકરૂપતાનો ખ્યાલ તો જરૂર ઊભો થાય છે.

**સામાજિક ભેદ :**

આવો જ બીજો મુદ્દો, આદિવાસી પ્રજાની બિનઆદિવાસીઓ સાથેની સામાજિક ભિન્નતા છે, તેને સમજવા અંગેનો છે. અહીં, શબ્દાવલિમાંથી નીચેના કેટલાક શબ્દો વડે આ વાત સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો છે.

૧. અરવાણુ ૨. એસેનારી ૩. ઓકો કાડવો ૪. ઙગ્બીરો

**અરવાણુ :**

આનો ગુજરાતીમાં અર્થ "કન્યા સાસરે જાય ત્યારે તેની સાથે જતી સખી" એમ કર્યો છે. પરણીને કન્યા જ્યારે સાસરે જાય છે ત્યારે તેની સાથે તેની નજીકની કે દૂરની સગી હોય તેવી કુંવારી છોકરી પણ કન્યાની સંગાથે આવે. કન્યાપક્ષનાં માણસો કન્યાને પાછી તેડવા આવે ત્યારે આ બન્નેને તેઓ પાછી તેડી જતાં હોય છે. અને કોઈ વાર તો આ "અરવાણુ" કન્યાના સાસરાના ગામમાં જ પોતાનું પણ આટલા દિવસમાં ગોઠવી પાડતી હોય છે.

**એસેનારી :**

"લગ્ન કર્યા વિના માનેલા પતિના ઘરમાં આવી જતી સ્ત્રી" એમ આ શબ્દને સમજાવ્યો છે. આનો સમાનાર્થી શબ્દ ગુજરાતીમાં હોવાની મારી જાણ નથી. આ સ્ત્રીને, આપણે, ઉજળિયાતોમાં પ્રેમલગ્નથી આવેલી સ્ત્રીની સાથે સરખાવી શકીએ. પ્રેમલગ્નથી આવેલી સ્ત્રીને, બહુધા, પતિ સિવાયના સહુ થોડા વખત સુધી જેમ તે કંઈક ઠપકાપાત્ર હોય તેવો ભાવ દર્શાવતા હોય છે, તેવું જ અહીં જોવા મળે છે. પતિ પોતાની પત્નીને બહુ ધમકાવીને ઘરમાંથી ચાલી જવાનું કહેતો હોય તો કોઈક બટકબોલી પત્ની કહેશે

"હાંઈ કાંઈ એસેનારી ની પાણી કેંદે કરીન જાઉમ્" હું કાંઈ એમ જ આવેલી નથી, શાની ચાલી જાઉં? અર્થાત્ "એસેનારી" ને "અ – એસેનારી"એ કંઈક આ રીતે જોતી હોય છે.

ઓર્કો કાડવૉ :

"પરણ્યા વિના ગર્ભ રહેવો" આ પ્રમાણે તેનો ગુજરાતીમાં અર્થ આપ્યો છે. સામાજિક ભેદોને સૂચવતા હોય તેવા શબ્દોને ખાસ સમજવા પડતા હોય છે. ગુજરાતની બિનઆદિવાસી પ્રજામાં આમ બનવું તે જે તે સ્ત્રી માટે જેવો જીવનમરણનો પ્રશ્ન બની રહે છે, તેવું અહીં નથી. આવી સ્ત્રીનો કોઈ હાથ નહીં ઝાલે એ બીક અહીં નથી.

હરબીરૉ :

આનો અર્થ છે "પરણ્યા વિના પેદા થયેલું બાળક" આ પ્રકારનાં બાળકો અને તેમની માતાઓ સમાજની અત્યંત તિરસ્કૃત વ્યક્તિઓ હોવાનું જણાતું નથી.

આ પ્રત્યેક શબ્દને તેની પૂર્વભૂમિકા છોડીને માત્ર ગુજરાતી સમાનાર્થી જોઈને જ સમજવામાં આવે તો આ પ્રજાને યથાર્થરૂપે સમજી શકાશે નહીં. અને યથાર્થરૂપે સમજવા માટે જે સામાજિક ભેદ છે તે જાણવો જરૂરી છે. આ પૂર્વભૂમિકાનો ખ્યાલ ન હોય તો આ શબ્દો વડે ઊભું થતું આ પ્રજાનું ચિત્ર કેટલું બધું ધૂંધળું રહી જાય! આ ચિત્ર દોરવાનું છે તે કોઈ સમાજ-શાસ્ત્રીએ, અહીં તો શબ્દો પોતે જ જે બોલે છે તે વડે માત્ર રેખાઓ આંકવાનો પ્રયત્ન કર્યો છે.

આ પ્રજાને યથાર્થપણે સમજવા માટે આવા જે જે સામાજિક ભેદો હોય તેની જાણકારી શું અનિવાર્ય નથી કે?

ગુજરાતના આદિવાસી અને બિનઆદિવાસી પ્રજાજીવન વચ્ચે જે જે ભેદ હોય તેને વ્યવસ્થિતપણે બહાર આણવામાં આવે તો બન્ને પ્રજાઓને એકમેકને સમજવામાં આવી સામગ્રી ઉપકારક થઈ પડે તેમ અમારું માનવું છે.

પરંતુ આવા ભેદોને પામવા માટે એ જાતિના સમગ્ર જીવનનો અભ્યાસ જરૂરી બને છે. તેમના જીવનનાં વિભિન્ન પાસાંઓને જુદાજુદા કોણથી જોવાયા બાદ તે બધાંમાંથી કોઈ એક અખિલાઈનું ચિત્ર ઊપસવાનો સંભવ છે. સંસ્કૃતિનું વહેણ ચાલી રહ્યું છે તેને સતત ગતિ આપનાર બળોમાં ભાષા પણ છે એમ કહી શકાય. સમાજ આ બળથી સંકળાયેલો રહેતો હોય છે.

ભાષા, આમ, સમાજને સાંકળતી જે તે સમાજને સ્વીકૃત એવા ધ્વનિઓની એક વ્યવસ્થા છે.

કોઈ પણ સમાજ પોતાની આ વ્યવસ્થા વડે પોતાનો વાગ્વ્યવહાર સારી રીતે ચલાવતો હોય છે. પોતાના આંતરવ્યવહારમાં નાનામાં નાના ભાષાસમાજને પણ પોતાની આ વ્યવસ્થા ઊણી પડતી નથી હોતી. કોઈ પણ આદિવાસી સમાજ આનાં દૃષ્ટાંતરૂપ છે. પ્રત્યેક આદિવાસી સમાજ પોતપોતાના સમાજની બોલીઓ દ્વારા આંતરવ્યવહાર ચલાવતો હોય છે. તેમાં એકમેકને ન સમજે એવું બનતું હોવાનું જણાયું નથી.

અહીં ચોધરી આદિવાસી સમાજની આંતરવ્યવસ્થાના એક અંશને જોવાનો પ્રયત્ન કર્યો છે. આ અંશ તે શબ્દભંડોળ.

## ૩. ચોધરી બોલી :

આ બોલી વિશે મારી જાણ છે ત્યાંસુધી લિંગ્વિસ્ટિક સર્વે ઑફ ઇન્ડિયાના ખંડ ૯ ના ત્રીજા ભાગમાં જ્યૉર્જ ગ્રિયર્સને જે કંઈ વિચારણા કરી છે તે સિવાય અન્ય કશું જ સાહિત્ય ઉપલબ્ધ નથી. આ શબ્દસંડોળને જોતાં આ ઐતિહાસિક દૃષ્ટિકોણ પણ નજર સમક્ષ રાખવો જોઈએ.

અનેક પ્રકારનાં કારણોસર નાનાં નાનાં જૂથોની બોલીઓ અન્ય ભાષાબોલીઓ સાથે સંપર્કમાં આવી રહી છે તેવા વખતે આવાં શબ્દભંડોળો એકત્રિત થઈ જાય તો ભાવિમાં તે અનેક દૃષ્ટિએ ઉપયોગી બની શકે. આ મુદ્દો નજર સમક્ષ રાખીને દક્ષિણ ગુજરાતની આ એક આદિવાસી જાતિમાં પ્રચલિત શબ્દો એકઠા કરીને તેને શાસ્ત્રીય રીતે મૂકવાનો અહીં પ્રયત્ન કર્યો છે.

મુખ્ય ઈન્ફૉર્મન્ટ પાસેથી પ્રસ્તુત સામગ્રી ધ્વનિસંજ્ઞાઓમાં મુદ્રિત કરીને તેનું ગુજરાતી લિપિમાં લિપ્યન્તર (Broad transcription) કર્યું છે. આ પછીથી સમગ્ર સામગ્રીને સુરત જિલ્લાના ચોધરીઓના વિપુલ વસવાટવાળા વિસ્તારોમાં ફરીને ચકાસી જોઈ છે. આવી ચકાસણીમાં જ્યાં જ્યાં નોંધપાત્ર ભેદ જણાયા છે તેનો પણ ઉલ્લેખ યોગ્ય સ્થળે કરવામાં આવ્યો છે.

"બોલી" શબ્દ અહીં તેના પારિભાષિક અર્થમાં વાપરવામાં આવ્યો નથી. અહીં તો બોલી વિશે "બોલચાલની લિપિરહિત ભાષા" એવી જે સામાન્ય છાપ પ્રવર્તે છે તે અર્થમાં આ શબ્દ પ્રયોજવામાં આવ્યો છે. આથી, દક્ષિણ ગુજરાતમાં વસતી ચોધરી જાતિ પોતાના

વાગ્વ્યવહારઅર્થે જે વાગ્રૂપનો ઉપયોગ કરે છે તે "ચોધરી બોલી" તેના સામાન્ય અર્થમાં, અહીં, આ શબ્દને સમજવાનો છે.

આ શબ્દાવલિ આમ દક્ષિણ ગુજરાતમાં વસતી ચોધરી નામક આદિવાસીઓની છે. આ જાતિ મુખ્યત્વે સુરત જિલ્લામાં વસેલી છે. આ જિલ્લામાં પણ વ્યારા-વાલોડ-બારડોલી તરફનાં ઉચ્ચારણો અને માંડવી તાલુકાનાં ઉચ્ચારણોમાં થોડો તફાવત પડતો જણાય છે. ઉચ્ચારણ અંગેની ચર્ચામાં આની નોંધ લેવામાં આવી છે.

આ શબ્દાવલિમાં કુલ્લે ૨૭૫૫ શબ્દો સંગ્રહાયા છે.

અમે આને શબ્દાવલિ સહેતુક કહી છે. આ શબ્દકોશ નથી. શબ્દકોશમાં શબ્દની વિભિન્ન અર્થરચનાઓની અપેક્ષા રહે છે. જ્યારે શબ્દાવલિ પ્રચલિત મુખ્ય અર્થને નોંધીને સંતોષ માની શકે છે. આવી અનેક શબ્દાવલિઓ શબ્દકોશની રચનામાં અત્યંત ઉપયોગી બનતી હોય છે.

આ શબ્દાવલિ ચોધરી – ગુજરાતી – અંગ્રેજી છે. સૈદ્ધાન્તિક રીતે જોઈએ તો એક ભાષાને બીજી ભાષામાં ઉતારવી તે લગભગ અશક્ય કહી શકાય તેવું કાર્ય છે. તેમ છતાં વ્યાવહારિક ઉપયોગ અર્થે આંતરભાષી શબ્દકોશો રચાતા હોય છે. આવા શબ્દકોશો અને શબ્દાવલિઓ જે તે ભાષાઓના ભાષાસમાજની પારસ્પરિક સંસ્કૃતિની ઊંડી સમજણ માગી લેતાં હોય છે. આવી સમજણનાં પ્રમાણ પ્રમાણે આંતરભાષી શબ્દકોશોના અર્થોનું ગ્રેમ જળવાવાનું. આ દષ્ટિકોણથી જોતાં આદિવાસી પ્રજાઓની ભાષા-બોલીઓના શબ્દકોશો અને શબ્દાવલિઓ વિશેષ સંભાળ માગી લે છે તે વાત આપણે ઉદાહરણો સાથે આગળ જોઈ છે.

આ પ્રકારના શબ્દોના અર્થો જે જે વિષયને લગતા હોય તે તે વિષયની ખાસ સજ્જતા માગી લેતા હોય છે. અહીં તેવી સજ્જતાથી અર્થો આપવામાં આવ્યા નથી. જ્યાં જ્યાં ચોધરી શબ્દ વડે દર્શાવાતા આવા શબ્દોના ગુજરાતી સમાનાર્થી શબ્દની ચોક્કસ માહિતી નથી તેવા શબ્દાર્થોમાં "એક વૃક્ષ," "એક પક્ષી," "એક પશુ" એમ આપીને જ સંતોષ માન્યો છે. આ પ્રકારના શબ્દોના ગુજરાતી–અંગ્રેજી સમાનાર્થી શબ્દો તદ્વિદો દ્વારા અપાય તે વિશેષ ઇષ્ટ ગણાય. અમે, અહીં, તેવા શબ્દોની વિગતમાં જવાનું, આ હેતુથી ટાળ્યું છે.

**ચોધરી ઉચ્ચારણ : -**

આ બોલીના ધ્વનિઘટકોને હજી નિશ્ચિત કરવામાં આવ્યા નથી. આ પહેલાં, ભીલી–ગુજરાતી શબ્દાવલિમાં (ભીલી–ગુજરાતી શબ્દાવલિ, ૧૯૬૫,

પ્રસ્તાવના પૃ. ૧૩) અમે દર્શાવ્યું છે તેમ ધ્વનિઘટકની નિશ્ચિતિ એ જે તે બોલીની લિપિરચના માટે અત્યંત આવશ્યક છે. આ પછીથી જ લિપિરચના થાય તે આદર્શ સ્થિતિ છે. પરંતુ એકત્રિત કરેલી સામગ્રી ધ્વનિઘટકોને મહદંશે સૂચિત કરી દે તેટલા પ્રમાણની (લગભગ બે હજાર અને તેથી વધારે શબ્દોનું ભંડોળ, અમને લાગે છે કે, ધ્વનિઘટકોની નિયતિ માટે પૂરતું છે.) હોય તો કોઈ ખાસ અપવાદોને બાદ કરતાં ધ્વનિઘટકોની નિશ્ચિતિનું માપ સંશોધકને મનોમન આવી ગયેલું હોય છે. અને આના આધારે તે લિપ્યન્તર (Broad transcription) કરવા સમર્થ બને છે. આવા લિપ્યન્તરમાં નાના ફેરફારોનો હંમેશાં અવકાશ રહેલો હોય છે. અહીં, અમે આ પ્રકારનું લિપ્યન્તર આપીએ છીએ. વાચક જોશે કે ચોધરી બોલીનું સારું એવું શબ્દભંડોળ અહીં મૂકવામાં આવ્યું છે. આની લિપિરચના અમે ગુજરાતી લિપિને નજર સામે રાખીને કરી છે. ગુજરાતની આ આદિવાસી પ્રજાના શિક્ષણ અને ઇતર સમાજ સાથેના વ્યવહારની ભાષા ગુજરાતી હોઈ, અમે તે ભાષાની લિપિ જરૂરી ફેરફારો સાથે આ બોલીના લેખન માટે પ્રયોજી છે.

ઉચ્ચારણ :

આ પુસ્તિકા તૈયાર કરતી વખતે મુખ્યત્વે ગુજરાતી ભાષક અને વાચકને નજર સમક્ષ રાખેલ હોવાથી આ બોલીના ધ્વનિઓનું ઉચ્ચારણ ગુજરાતીનાં તેવાં ઉચ્ચારણો સાથે સરખાવાયું છે, જેથી ગુજરાતી ભાષકને આ બોલીના તદ્દન જુદા પડતા ધ્વનિઓનો સહજ ખ્યાલ આવે. આમ, આ પ્રકારની સરખામણી પાછળ ગુજરાતી ભાષકને ચોધરી ઉચ્ચારણ પકડવામાં મદદરૂપ થવાનો આશય રહેલો છે. આ હેતુ અર્થે જ આવા પ્રકારની સરખામણી કરી છે. બાકી તો કોઈ પણ બે ભાષા–બોલીના ધ્વનિઓ સરખા અથવા એકના બીજી જેવા છે એમ કહેવું તે યથાર્થ નથી. વાચકો આ પુસ્તિકાના ઉપયોગ વખતે આ મુદ્દો સમજીને આગળ ચાલે તેવી વિનંતી છે.

સ્વરો :

**ચોધરી** અ્ આનું ઉચ્ચારણ કરવા માટે ગુજરાતી ભાષકે ગુજરાતી ઉચ્ચારણ "અ" અને "ઓ" ની વચ્ચેનું કરવું જોઈએ. ગુજરાતીમાં એ પ્રકારનું ઉચ્ચારણ ધ્વનિઘટકાત્મક નથી પરંતુ આ બોલીમાં આ ઉચ્ચારણ ધ્વનિઘટકાત્મક હોવાનો પૂરો સંભવ છે. અર્થાત્ ચોધરીનો "અ" અને "અ્" એ બે સ્વતંત્ર ઘટકો હોવાનું જણાય છે. દા. ત. ચોધરી 'કડ઼ો ન. એક પ્રકારનો

ભાત, પરંતુ "કૂઠ્ઠું" ન કહું. આમ આ ઉચ્ચારણુ ગુજરાતી ભાષક માટે નવું હોઈ, પ્રયત્નસાધ્ય બની રહે છે.

ચોધરીમાં બધા મળીને સંગ્રથિત સ્વર ઘટકો નીચે પ્રમાણે જણાય છે: [અ], આ, ઈ, ઉ, એ, ઍ [ઍ], ઓ, ઑ. શિષ્ટમાન્ય ગુજરાતીના સ્વર-ઘટકો કરતાં આમાં ઉપર વર્ણવેલો [અ] ધ્વનિ વધે છે. આ ઉપરાંત બીજો ધ્વનિ [ઍ] પણ આ બોલીમાં જુદો ઘટક નીકળે તેવી સંભાવના નકારી શકાય તેમ નથી. આ દષ્ટિએ તેને આવા કૌંસમાં મૂકેલ છે. ગુજરાતી લિપિમાં હ્રસ્વ અને દીર્ઘને સૂચવતાં ચિહ્નો વપરાય છે તે આજની ગુજરાતીમાં ભિન્ન ઘટકોનાં દ્યોતક નથી એટલી વાત અહીં સ્પષ્ટ કરવાની અમને જરૂર જણાય છે. એટલે આ બોલી માટે પ્રયોજાયેલી ગુજરાતી લિપિની સંજ્ઞાઓ (કહો કે ચિત્રો) જરૂરિયાત પ્રમાણે અપનાવેલી છે. ભાષા અને લિપિ રૂપક અલંકાર નથી. બંને જુદી જુદી સાંસ્કૃતિક ઘટનાઓ છે. બંનેનો વિચાર જુદી જુદી રીતે કરવો જોઈએ. ભાષા સમાજને સાંકળે છે. કોઈ પણ ભાષાના ધ્વનિઘટકોનું દશ્યમાન સ્વરૂપ રચાય ત્યારે જ તેની લિપિયોજના થઈ ગણાય. આવી યોજના થયા બાદ જે તે ભાષાસમાજમાં લેખનની એકવાક્યતા જળવાય તેટલા માટે આ યોજનાનું નિયમન જરૂરી છે. આવું નિયમન તે જ જે તે ભાષાની જોડણી. આ વાત પરથી સહેજે સમજાશે કે કોઈ પણ ભાષાની જોડણી યાવચ્ચંદ્રદિવાકરૌ એક જ પ્રમાણની નમી શકે નહીં કેમ કે ભાષા ગતિશીલ છે. આજે આપણે જે ગુજરાતી ભાષા બોલીએ છીએ તે ત્રણસો વર્ષ પહેલાંની ગુજરાતી કરતાં જુદી છે તે સિદ્ધ કરવાનું બાકી રહ્યું નથી. હવે જો કોઈ પણ એક ભાષાની લિપિયોજનામાં પણ આંતરે આંતરે પુનર્યોજનાની આવશ્યકતા ઊભી થતી હોય તો જ્યારે એક ભાષાની લિપિ કોઈ અન્ય યોજનાના ધ્વનિઘટકોની સંજ્ઞા માટે પ્રયોજાય ત્યારે જે ભાષા માટે પ્રયોજવામાં આવે છે, તેમાં, જેની ભાષા સંજ્ઞાઓ વડે પ્રયોજાય છે તે કરતાં વધનાઓછા ધ્વનિઘટકો હોય તેનું શું? આવા ઘટકોની સંજ્ઞા કોઈ પણ રીતે સચવાય ત્યારે જ જે તે ભાષાની યોગ્ય લિપિ થઈ ગણાય. આમ હોવાથી આ બોલીને જ્યારે ગુજરાતી લિપિ વડે દર્શાવવામાં આવે છે ત્યારે તેમાં આવશ્યક વધારા – ઘટાડા ગુજરાતી લિપિમાં થવાના જ. અને આમ થવાથી ગુજરાતી જોડણી, સ્વાભાવિક રીતે જ અહીં લાગુ પડશે નહીં. ભાષા અને જોડણીને જુદા સ્તર પરથી જોવાની ટેવ હશે તેઓને આમાં ગુજરાતી જોડણીનો પ્રશ્ન લાવવાની સહેજે જરૂર નહીં જણાય તેમ અમારું માનવું છે. ચોધરીમાં ગુજરાતી 'અ' લિપિસંજ્ઞાથી દર્શાવાય છે તે પ્રકારના ધ્વનિઘટક ઉપરાંત

એક એવો સંભવિત ઘટક છે કે જે ગુજરાતીમાં નથી પ્રવર્તતો. આથી ગુજરાતીમાં તેની ભિન્ન સંજ્ઞા પણ નથી. ત્યારે ચોધરીમાં તો આવા 'અ' થી ભેદ દર્શાવવા બીજી સંજ્ઞા આપવી જ પડશે. અહીં ગુજરાતી પ્રમાણે એક જ "અ" રાખવાથી કામ સરવાનું નથી. અમે ચોધરી ઘટકનો આ ભેદ "અ" ની નીચે નુક્તો મુકીને [અ઼] કરેલ છે. આમાંથી સ્વાભાવિક રીતે જ એ ફલિત થશે કે કોઈ એક બીજી ભાષાલિપિને દર્શાવવામાં ગુજ-રાતીનાં લિપિચિહ્નો ઉપયોગમાં લેવાય ત્યારે તે લિપિચિહ્નો ઉપયોગ કર્યો તે તો એક પ્રકારની સરળતા માટે છે, તેમાં પેલી ભાષા – લિપિને યોગ્ય તેવા વધારા – ઘટાડા થાય જ નહિ તેમ માનીને ચાલવામાં ભાષા સમજની કચાશ છે. ઉદાહરણ લેવાથી આ વાત સ્પષ્ટ થશે. ચોધરીમાં, માન્ય ગુજરાતીનો, જે 'ળ' લિપિસંજ્ઞા વડે દર્શાવાય છે તે ધ્વનિઘટક છે જ નહીં ગુજરાતી [ળ] નો ચોધરીમાં [લ] થાય છે. આમ હોય તો ચોધરી મૂળાક્ષરોમાં 'ળ' રાખવો જરૂરી છે ખરો? અમે આનો ઉત્તર "ના" આપીએ છીએ. ત્યારે ગુજરાતી 'ળ' ને બદલે સ્વાભાવિક રીતે જ ચોધરીમાં 'લ' જ લખાવાનો. આમ કરવાથી ચોધરી બોલી તેના યોગ્યરૂપે (as it is) મૂકી છે તેમ કહી શકાય. આવું જ અન્ય ઘટકોનું સમજવું. વધારાની હોય તેવી લિપિસંજ્ઞાઓ કાઢી નાંખવી અને જરૂરી હોય તે ઉમેરીને જ યોગ્ય લિપિયોજના કરી શકાય.

ચોધરીમાં 'ઇ, ઈ,' એવા બે ઘટકો જણાતા નથી. આથી એક ઘટક માટે માત્ર 'ઈ' નિશાની રાખવામાં આવી છે. તેવું જ બને છે, 'ઊ' વિશે પણ. અહીં એ પ્રશ્ન જરૂર થશે ખરો કે ગુજરાતી લિપિમાં 'ઇ–ઈ, એવી બે ભિન્ના સંજ્ઞાઓ છે તેમાંથી દીર્ઘ જ શા માટે પસંદ કરી? આના ઉત્તરમાં એમ કહેવું જોઈએ કે તેની પસંદગી પાછળ માત્ર યદૃચ્છા જ છે. જો બે ઘટકો જુદા હોત તો આવી પસંદગીને અવકાશ ન હતો. પરંતુ અહીં રજૂ કરેલી સામગ્રી આવા બે ઘટકો દર્શાવતી નહીં હોવાથી આમ થઈ શક્યું છે. આના બદલે હ્રસ્વસંજ્ઞા પણ યોજી શકાય. આનું ઉચ્ચારણ ગુજરાતીમાં થતા ઈ ના ઉચ્ચારણ જેવું કરવું. આવું જ બને છે 'ઊ' વિશે. ગુજરાતીમાં આ અંગેની જે બે ભિન્ન સંજ્ઞાઓ છે તેમાંથી દીર્ઘ 'ઊ' ની સંજ્ઞા અહીં પ્રયો-જવામાં આવી છે.

એ/ઍ નો ચોધરીમાં ધ્વનિઘટકાત્મક ભેદ છે. આમ હોવાથી તે બંને ઘટકોને જુદા દર્શાવવા ગુજરાતી લિપિમાં વપરાય છે તે જ બંને ચિહ્નો એ/ઍ અહીં પ્રયોજ્યાં છે. આ બંનેથી એક નિમ્નઘટક પણ હોવાની અમને

શંકા છે. આ પ્રસ્થાપિત કરવા વિશેષ સામગ્રી (Data) જરૂરી બને છે. આથી આ ધ્વનિને અમે કૌંસમાં દર્શાવેલ છે. આના માટેની સંજ્ઞા [ઍ] રાખવામાં આવી છે.

આ સિવાયના 'અ' અને 'આ' માટે ગુજરાતી લિપિસંજ્ઞાઓ જેમની તેમ રાખી છે. આમ સમગ્ર રીતે ચોધરી સ્વરોને નીચે પ્રમાણેની લિપિસંજ્ઞાઓ વડે દર્શાવવામાં આવેલ છે.

અ, આ, ઈ, ઊ, એ, ઍ, [ ઍ ] ઓ, ઑ

આ પ્રત્યેક સ્વરોનાં ભેદસૂચક દષ્ટાંતો નીચે પ્રમાણે છે.

ખલ (ન.) મધપૂડાની પીળાશવાળી પટ્ટી

ખૉલ (પુ.) ખોળ

કરો (પુ.) કરો, ઘરની પાછલી દીવાલ

કારૉ (ન.) એક પક્ષી

આરૂડો (ન.) ઝરણુ

ઈરિડો (ન.) ઈંડું

ઊરૂડો (વિ.) ઊંડું

કોદરી (સ્ત્રી.) રાંધેલા ચોખા

કોદરે (ન. બ. વ.) કોદરા

[ કોપહા (પુ.) કપાસ

અપસે (પુ.) ઉપવાસ

કૂકહે (પુ.) ઘોંઘાટ ]

વસે (અ.) તરફ

વૃસે (સ્ત્રી.) બૂરી દશા

ઊન્દો (પુ.) ખેતીનું એક સાધન, સમાર

ઊન્દૉ (વિ.) ઊંધું

વ્યંજનો :

ચોધરી વ્યંજનોને દર્શાવવા ગુજરાતી લિપિનો ઉપયોગ કર્યો છે માટે ગુજરાતી ભાવકો જે તે લિપિસંજ્ઞાનું ઉચ્ચારણ ગુજરાતી લિપિ ચિત્રોનાં ઉચ્ચારણ પ્રમાણે કરવા, સ્વાભાવિક રીતે જ, પ્રેરાશે. આ બોલીનાં કેટલાંક ઉચ્ચારણો ગુજરાતી લિપિ વડે દર્શાવેલાં તેવાં ઉચ્ચારણો કરતાં જુદાં પડે છે. આથી ગુજરાતી ભાવકને ચોધરી ઉચ્ચારણ જુદું છે તે ખ્યાલ આવે તે માટે જુદાં ઉચ્ચારણોની અહીં વિશેષ નોંધ લેવામાં આવી છે. ચોધરીમાં

બધા જ વર્ગના (Aspirated voiced stops) મહાપ્રાણ ઘોષ સ્ફોટકોનું ઉચ્ચારણ અલ્પપ્રાણ અઘોષ 'હ'કાર યુક્ત થાય છે. એટલે કે ગુજરાતી ઘ, ઝ, ઢ, ધ, ભ વગેરેનું ઉચ્ચારણ ચોધરીમાં અનુક્રમે ક, ચ, ટ, ત, પ, + અઘોષ 'હ'કાર વાળું કરવું. ઉ. ત. ગુજરાતી 'ઘર' શબ્દનું ઉચ્ચારણ ચોધરીમાં ક + 'હ'કાર એટલે (કʰ) જેવું, ગુજરાતી 'ઝગડવું' (ચગીડ્‌ડો)માંના 'ઝ'નું ચૌધરીમાં ચ + 'હ'કાર એટલે (ચʰ) જેવું, ગુજરાતી 'ઢેકું' (ટʰેકો)માંના 'ઢ'નું ચોધરીમાં ટ + 'હ'કાર એટલે ટʰ જેવું, ગુજરાતી 'ધજા'માંના 'ધ'નું ચોધરીમાં ત + 'હ'કાર એટલે (તʰ) જેવું, ગુજરાતી 'ભીખ'માંના 'ભ'નું પ + 'હ'કાર એટલે (પʰ) જેવું, ઉચ્ચારણ કરવું.

અહીં એક બીજા મુદ્દાની પણ નોંધ લેવી જરૂરી જણાય છે. ઉપર વર્ણવેલા ધ્વનિઓના ઉચ્ચારણમાં આ બોલીમાં સ્થળ પરત્વે પણ ભેદ માલૂમ પડે છે. આ ભેદ ખાસ કરીને "ઘ" અને "ભ" વિષયક નોંધવામાં આવ્યો છે. આ બે ઉચ્ચારણો ચોધરીમાં સામાન્યતયા ઉપર દર્શાવ્યા મુજબ 'કʰ' અને 'પʰ' જેવાં થાય છે, પરંતુ તે સુરત જિલ્લાના ઊંડાણવાળા અને કેળવણીની વિશેષ અસર નથી થઈ તેવા વિસ્તારોમાં (ઉ. ત. માંડવી વિસ્તાર) પ્રચલિત છે. પણ આ બંને ધ્વનિઓનું ઉચ્ચારણ બારડોલી, વાલોડ અને વ્યારાના વિસ્તારોમાં 'ખ' અને 'ફ' માં વિકસ્યું જણાય છે. ઉદાહરણથી આની સ્પષ્ટતા થશે. ગુજરાતી ઘર માટે સામાન્ય ઉચ્ચારણ ચોધરીમાં "કʰર" થશે પરંતુ ઉપર્યુક્ત વિસ્તારમાં "ખર" એવું ઉચ્ચારણ મળે છે. તેવી જ રીતે ગુજરાતી "ભીખ" નું સામાન્ય ઉચ્ચારણ "પીʰખ" જેવું થશે પરંતુ આ વિસ્તારોમાં "ફીખ" એવું ઉચ્ચારણ મળે છે. આ પ્રશ્ન દ્વિભાષિકતા (Bilingualism) ના દૃષ્ટિકોણથી તપાસાય તો ગુજરાતી ધ્વનિઓનું ચોધરી ભાષકમાં કેવું સ્વરૂપ થયું છે તે વિષે માહિતી ઉપલબ્ધ થાય. અહીં તો માત્ર ગુજરાતી ભાષકના ઉચ્ચારણવિષયક માર્ગદર્શન માટે આ ભેદ તરફ ધ્યાન દોરવામાં આવ્યું છે.

ચોધરીમાં [ ઙ ] અને [ ઞ ] બંને 'ન' ના પેટા ઘટકો હોવાની અમને શંકા હોવાથી તે ધ્વનિઓને સ્વતંત્ર ઘટક તરીકે જુદી લિપિસંજ્ઞા યોજવી જોઈએ નહીં. પરંતુ આ અંગેની પણ ચોકસાઈ ન થાય ત્યાં સુધી અમે આ બંને ધ્વનિઓને સૂચવતા ગુજરાતી લિપિસંજ્ઞા 'ઙ' અને 'ઞ' યથાવત રાખેલી છે.

ગુજરાતીના મૂર્ધન્ય પાર્શ્વિક (Retroflex lateral) "ળ" ની ચો[illegible] ઉપસ્થિતિ નથી. આના પ્રત્યેક ધ્વનિ માટે ચૌધરી ભાષક "લ" [illegible]

ઉ. ત. ગુજ અનુકૂળ, ચો. અનૂકૂલ, ગુજ. કળિયુગ, ચો. કલજ઼ુગ, ગુજ. કળશિયો, ચો. કલઅહીયો, ગુજ. ટેણું, ચો. ટેણો, ઇત્યાદિ. ગુજરાતી "લ" ઉચ્ચારણનું ચોધરીમાં ઘણા બધા કિસ્સાઓમાં "ન" ઉચ્ચારણ થાય છે. ઉ. ત. ગુજ. લાકડું, ચો. નાકડો, ગુજ. કાલ, ચો. કાની, ગુજ. ખાટલો, ચો. ખાટનો, ગુજ. ખીલી, ચો. ખીની, ઇત્યાદિ. ચોધરીમાં દીર્ઘત્વ (length) ઘટકાત્મક નીકળે તેમ જણાય છે. આના પ્રસ્થાપન માટે, જોકે, વિશેષ સામગ્રી અને તેની ચકાસણી જરૂરી ગણાય. કેટલાક ઉપલબ્ધ દૃષ્ટાંતો નીચે પ્રમાણે છે. ટાલી (ક્રિ) ટાળી પણ ટા.લી (સ્ત્રી) તાળી; બેડ઼ો (ન) એક ઘરેણું પણ બે.ડ઼ો (ન.) એક ફળ.

તેવી જ રીતે દ્વિરુક્તિ (gemination) પણ ઘટકાત્મક જણાય છે. પરંતુ આ અંગે પણ વિશેષ સામગ્રી ચકાસ્યા પછી જ આખરી નિર્ણય કરી શકાય. એક ઉપલબ્ધ ઉદાહરણ નીચે મુજબ છે.

ફાપો ~ ફાફો (ન) પપૈયું

ફાપ્પો ~ ફાફ્ફો (ન.) એક પક્ષી

ચોધરીમાં વ્યંજનોની નીચે જ્યાં જ્યાં બિન્દી મૂકેલી છે ત્યાં પ્રસ્તુત ઉચ્ચારણ વ્યંજનમાં રહેલા સ્વર (જે ગુજરાતી લિપિમાં જુદો દર્શાવાતો નથી) ના 'અ઼' ના ઉચ્ચારણનું સમજવું. 'ડ' અને 'સ' આમાં અપવાદ છે. 'ડ' ની નીચેની બિન્દી અર્થાત ડ઼ તે ગુજરાતી 'ઝાડ'માંના 'ડ઼' ના ઉચ્ચારણને સૂચવે છે. આ બોલીમાં ડ અને ડ઼ ઘટકાત્મક હોવાથી તેની આ રીતે બે જુદી નિશાની રાખી છે. 'સ' ની નીચેની બિન્દી અર્થાત્ 'સ઼' તે 'સ' અને 'હ' ની વચ્ચેનું ઉચ્ચારણ જે સુરતી "પૈસો" શબ્દમાં થાય છે તેને સૂચવે છે. ઉપરાંત 'સ' ની નીચેની બીજી બિન્દી અર્થાત્ 'સ઼' ('સ'માંના 'અ' ના ઉપર વર્ણવેલા) ઉચ્ચારણને સૂચવે છે.

બાકીના ધ્વનિઓનું ઉચ્ચારણ ગુજરાતી ભાષક પ્રયત્નપૂર્વક નહીં મેળવી લે તો પણ એકમેકને સમજવામાં બહુ મુશ્કેલી પડશે નહીં તેમ અમારું માનવું છે.

ચોધરીમાં સામાન્ય રીતે વ્યંજનના ઘટકોની રૂપરેખા આ પ્રમાણે આપી શકાય.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ક | ચ | ટ | | ત | પ | ય | સ઼ |
| ખ | —. | ઠ | | થ | ફ | ર . | હ |
| ગ | જ | ડ | ડ઼ | દ | બ | લ | |
| (ઘ) | (જ઼) | (ઢ) | | (ધ) | (ભ) | વ | |
| [ઙ] | [ઞ] | ણ | | ન | ઼મ | સ | |

આ ગોઠવણી ઉચ્ચારણમૂલક નથી આપી. ગુજરાતી લિપિસંજ્ઞાઓની ગોઠવણીના ક્રમ મુજબની આપી છે. આમાંથી ગોળ કૌંસમાં આપેલા ઘટકોના ધ્વનિનું ઉચ્ચારણ ઉપર દર્શાવ્યા મુજબ ગુજરાતી આવાં ઉચ્ચારણોથી ભિન્ન છે. ચોરસ કૌંસ વડે દર્શાવેલા ધ્વનિઓ તે "ન" લિપિસંજ્ઞા વડે દર્શાવેલા ઘટકના પેટા ઘટકો હોવાની અમારી શંકા છે. અત્યારે તો આ બંનેને "ઙ" અને "ઞ" એવી સ્વતંત્ર નિશાનીઓ વડે દર્શાવેલા છે.

પ્રત્યેક વ્યંજનના ભેદદર્શક ઉદાહરણો નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| ક | કારો | ન. | એક પક્ષી |
| ખ | ખારો | ન. | મીઠું, નિમક |
| ગ | ગાવો/ખાવો | ક્રિ. | ગાવું/ખાવું |
| ઘ | ઘાટો | ન. | ચણાનો પોપટો |
| ચ | ચાટો | વિ. હરાયું ( ઢોર ) | |
| જ | જાલો | ન. હાંડલું ધોવાનો કૂચો | |
| ટ | ટાલો | ન. તાળું | |
| ઠ | ઠાલો | ન. ચંદીનું થાળું | |
| ડ | ડાલ | સ્ત્રી. | ડાળી |
| ઢ | ઢાલ | સ્ત્રી. | ઢાલ |
| ણ | જાણવો | ક્રિ. | જાણવું |
| | જમવો | ક્રિ. | જમવું |
| ત | તાકવો | ક્રિ. | તાકવું |
| થ | થાકવો | ક્રિ. | થાકવું |
| દ | દારવો | ન. | પીવાનો દારૂ |
| ધ | ધારવો | ધારવું | |
| ન | નીલો | વિ. | ( ૧ ) લીલું ( ૨ ) કાચું |
| પ | પીલો | વિ. | પીળું |
| ફ | ફોકડો | ન. | ફોકડી નામનું પ્રાણી |
| બ | બોકડો | ન. | બકરું |
| ભ | ભૂત | પુ. | ( ૧ ) ભૂત ( ૨ ) વંટોળિયો |
| મ | મૂત | ન. | મૂતર |
| ય | પાયો | પુ. | ખાટલાનો પાયો |
| | પાવો | પુ. | પાવો |

| | | | |
|---|---|---|---|
| ર | રેન | સ્રી. | પાણીની રેલ |
| | તેન | ન. | તેલ |
| લ | લીલૅાં | વિ. | લીલું |
| | પીલૅાં | વિ. | પીળું |
| વ | વાટૅાં | ન. | નાળિયેરનો અરધો ગોટો |
| સ | સાટૅાં | ન. | ગાડાનું તળિયા સહિતનું માળખું |
| | સ્કાન | ન. | ધૂંસરી બંધાય છે તે ખીલો |
| | સકાન | ન. | શુકન |
| હ | હાન | સ્રી. | હળની હાલ |
| | રાન | ન. | જંગલ |

આ બોલીમાં, આ સિવાય "હ" ના પ્રશ્નને તપાસવાનું હજી બાકી રહે છે.

શાન્તિભાઈ આચાર્ય

# ચોધરી શબ્દાવલિ

## અ

અક્ષાર પુ. અક્ષર
Hand-writing

અખઠીલો પુ. બારણું વાસવા માટેનો બારણાની પાછળનો અંદરનો ખીલો
A long nail used as a stopper to the door



અખઠીલો

અક્ગીરખો ન. કબજો, એક પ્રકારનું પહેરણ
A kind of man's upper garment

અજગાર પુ. અજગર
A python

અટકીવોં[1] ક્રિ. અટકવું
To stop

અટકીવોં[2] ક્રિ. અડકવું
To touch

અટકુવોં ક્રિ. જુઓ 'અટકીવોં[1]'

અટખીલો પુ. જુઓ 'અખઠીલો'
See 'akhthilo'

અડલો પુ. ૧. શાકભાજી પ્રકારનાં વાવેતરનાં રક્ષણ અર્થે કરવામાં આવતી વાડ



અડલો[1]

A hedge

૨. અછોડો
The rein for an ox

૩. ધોડિયાની દોરીમાં છેડે ભરાવેલો

લાકડાનો ટુકડો
A small wooden piece attached to the end of the thin rope which is tied to a swing for a baby

અડીન્ઓ પુ. ડાંગરમાં પડતી એક પ્રકારની જીવાત
A kind of pest found in paddy crop

અણુઠો વિ. અળગું
Aloof

અણુઠો રન્વૉ ક્રિ. દૂર રહેવું
To refrain

અડ઼્ચાણુ સ્રી. અડચણ
Hindrance

અઢ઼ી વિ. અઢી
Two and a half

અત્તાર ન. અત્તર
A kind of perfume prepared from flowers

અદરડ઼ૅા ન. ઊંડી ખીણ
A deep valley

અદીન્ચૅા વિ. અધૂરું
Unfinished

અનાસઢ઼ૅા ન. શીતાફળ
A custard-apple

અનુ઼કૂલ વિ. અનુકૂળ
convenient

અનૂભવવૉ ક્રિ. અનુભવવું
To feel

અનૂસઢ઼ી સ્રી. શીતાફળી
The tree of custard-apple

અન્તેર ન. જુઓ 'અત્તાર'
See 'attār'

અર્દ વિ. અરધું
Half

અલાગ વિ. જુદું
Separate, Distinct

– કરવૉ ક્રિ. જુદું કરવું
To separate, set apart

અસવારી સ્રી. સવારી માટે વપરાતું ગાડું, ડમણિયું
A kind of a local cart

અસીટવૉ ક્રિ. પછાડવું
To trample

અસોઢ઼ૅા પુ. ગળાનું એક ઘરેણું
A kind of necklace

## અ઼ુ

અ઼ુડગવી અ. નજીક, પાસેપાસે
Side by side

અ઼ુજાયણૉ વિ. અજાણ્યું
Unfamiliar

અ઼ુકાન સ્રી. સલાહ
Advice

– આપવી ક્રિ. સલાહ આપવી
To advise

અડીલો પુ. જુઓ 'અડલો'
See 'adlo'

અણ્ડસીણો ન. લાકડાનો ટૂંકો અને જાડો, દાંડિયો
A small and thick wooden club

અડ્‌સીણો ન. જુઓ 'અણ્ડસીણો'
See 'andxino'

અપસૅ ન. ઉપવાસ
A fast

–પાલવૅા ક્રિ. ઉપવાસ કરવો
To observe a fast

અફૂણો ન. અફીણ
Opium

અરવાણ સ્ત્રી. કન્યા સાસરે જાય ત્યારે તેની સાથે જતી સખી
A bride-maid

અહખીડૅા ન. અળવીની ગાંઠ
A bulb of a plant

–ખજલૅા ન. ખજૂરીવાળી ગાંઠ
Pungent type of bulb of this plant

–મીઠૅા ન. મીઠી ગાંઠ
Sweet type of bulb of this plant

અહ્‌ત ન. પરોણા સાથે આગળ જોડેલું લોખંડનું પાનું
An iron blade fixed to a wooden stick



અહ્‌ત

## આ

આંય અ. હજી, હજુ
Still

આંયો અ. જુઓ 'આંય'
See '_Ny'

આંહમૅા ન. આંસુ
A tear

આકડી સ્ત્રી. ઝાડ પરનાં પાંદડાં તોડવા માટે વપરાતું વાંસનું એક સાધન
A long stick with a hook at the end and which is used in plucking leaves of trees

લાકડાનો ટુકડો
A small wooden piece attached to the end of the thin rope which is tied to a swing for a baby

**અડીન્ઓ** પુ. ડાંગરમાં પડતી એક પ્રકારની જીવાત
A kind of pest found in paddy crop

**અણુઠો** વિ. અળગું
Aloof

**અણુઠો રવ્વૉ** ક્રિ. દૂર રહેવું
To refrain

**અડ્ચાણ** સ્ત્રી. અડચણ
Hindrance

**અઢ્ઢી** વિ. અઢી
Two and a half

**અત્તારે** ન. અત્તર
A kind of perfume prepared from flowers

**અદ્દરૅઢું** ન. ઊંડી ખીણ
A deep valley

**અદ્ધીરૅ** વિ. અધૂરું
Unfinished

**અનાસઢું** ન. સીતાફળ
A custard-apple

**અનૂકૂલ** વિ. અનુકૂળ
convenient

**અનૂભવવૉ** ક્રિ. અનુભવવું
To feel

**અનૂસઢી** સ્ત્રી. સીતાફળી
The tree of custard-apple

**અન્તેર** ન. જુઓ 'અત્તાર'
See 'attār'

**અર્દ** વિ. અરધું
Half

**અલાગ** વિ. જુદું
Separate, Distinct

**– કરવૉ** ક્રિ. જુદું કરવું
To separate, set apart

**અસવારી** સ્ત્રી. સવારી માટે વપરાતું ગાડું, ડમણિયું
A kind of local cart

**અસીરવૉ** ક્રિ. પછાડવું
To trample

**અસોઢું** પુ. ગળાનું એક ઘરેણું
A kind of necklace

## અુ

**અુકાન** સ્ત્રી. સલાહ
Advice

**– આપવી** ક્રિ. સલાહ આપવી
To advise

**અુડગવી** અ. નજીક, પાસેપાસે
Side by side

**અુજાયણૉ** વિ. અજાણ્યું
Unfamiliar

આકડો પુ. આકડાનો છોડ
A sun plant (calotropis gigantea)

આકઠીલો ન. જુઓ 'અખઠીલો'
See 'akhṭhilo'

આકપેટી સ્રી. બાકસ
A match-box

આકલાવો ક્રિ. અકળાવું
To be in a state of confusion

આકાડ સ્રી. જુઓ 'આકડી'
See 'ākṛi'


આકાડ

આખલો પુ. સાંઢ
A bull

આખાલ પુ. જુઓ 'આખલો'
See 'ākhlo'

આખો[1] ન. ગાડાની ધરી (આ વિસ્તારમાં લાકડાની પણ હોય છે)
An axle of a cart (In this area wooden axle is also used)

આખો[2] વિ. આખું
Whole

આગજળો[1] પુ. ૧. એક છોડ
A kind of a plant
૨. આગિયો
A glow worm

આગજળો[2] વિ. ભુખાળવો
Avaricious

આગડો ન. આગ
Fire

આગાલ અ. આગળ
In the front

આગીઠો ન. તાપણું
A fire place

આગુડો ન. જુઓ 'આગડો'
See 'āgḍo'

આગુલ અ. જુઓ 'આગાલ'
See 'āgāl'

આઙગાલ સ્રી. આંગળી
A finger

-પેરાં ન. બે આંગળીઓની પાછળ થતાં ચાંદાંનો રોગ
A kind of a skin disease usually found on fingers

આકગીકો પુ. અંગૂઠો
Thumb

આકગીરખૉ ન. અંગરખું
A kind of a man's upper garment

આકઘલી સ્રી. 'જુઓ આડગાલ'
See 'āṅgāl'

આચાક સ્રી. આંચકો
A jerk

–ફૂટવૉ ક્રિ. 'ફટાક' એવો અવાજ થવો
To get slashing sound

આજડૉ ન. લાકડાં વહેરવાની કરવત
A saw

આજે અ. આજ
Today

આટ વિ. આઠ.
Eight

આટખીલૉ ન. જુઓ 'અખડીલો'
See 'akhṭhilo'

આઠ વિ. જુઓ 'આટ'
See 'āṭ'

આઠસીસી સ્રી. આધાશીશી
A kind of migraine

આડસીસી સ્રી. જુઓ 'આઠસીસી'
See 'āṭhxixi'

આણડડૉ ન. ૧. આ નામનું વૃક્ષ
A kind of tree
૨. તે વૃક્ષનું ફળ
A fruit of this tree

આણડવો પુ. વૃષણ
A testicle

આણડૉ ન. જુઓ 'આણ્ડવો'
See 'āṇḍavo'

આતડૉ ન. આંતરડું
Intestine

આતો પુ. પિતા, બાપ
Father

આથઅહૂ પુ. જુઓ 'આતો'
See 'āto'

આથડાવૉ ક્રિ. અથડાવું
To collide

આથવૉ ક્રિ. આથવું
To pickle

આથાર પુ. મોટું પાથરણું, આથર
A big cloth-sheet used as a spread

આથીડવૉ ક્રિ. આથડવું
To wander

આથીમણૉ ન. પશ્ચિમ દિશા
West

આથીરો ન. જુઓ 'આથાર'
See 'āthār'

આદાત સ્રી. આદત, ટેવ
Habit

